કોંગ્રેસ ડીસેમ્બર ૧૯૩૬ રીલીઝ






TRADE MARK
ELECTRICAL RECORDING

# यंग इंडिया

ગુજરાતી, હિન્દી અને ઉર્દુ ગાયનોની રેકર્ડ્ઝ

The NATIONAL GRAMOPHONE RECORD Mfg Co. Ltd.
110 MEDOWS STREET FORT BOMBAY.

## મુલ્ય સુચિપત્રક.

| | |
|---|---|
| ડી. એ. બ્લુ લેબલ...................... | રૂા. ૧—૮—૦ |
| એમ. એમ. ચોકોલેટ લેબલ.............. | રૂા. ૧-૧૨—૦ |
| ટી. એમ. ગ્રીન લેબલ.................... | રૂા. ૨—૦—૦ |
| એસ. એમ. રેડ લેબલ.................... | રૂા. ૨—૮—૦ |

સચિત્ર કેટલોગ માટે અમારા આથોરાઇઝડ ડીલર્સને પુછો અથવા લખો.

**ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુફેકચરીંગ કું. લીમીટેડ.**

**૧૧૦, મેડોઝ સ્ટ્રીટ, મુંબઇ.**

---

## Records Pricelist

| | | | |
|---|---|---|---|
| DA Blue Label ............... | Rs. 1 | 8 | 0 |
| MM Chocolate Label ......... | Rs. 1 | 12 | 0 |
| TM Green Label ............... | Rs. 2 | 0 | 0 |
| SM Red Label.................. | Rs. 2 | 8 | 0 |

For particulars and catalogues please see our authorised dealers or write to :—

**The National Gramophone Record Mfg. Co, Ltd.**

110, Medows Street Bombay 1.

# કોંગ્રેસ રીલીઝ

## ડીસેમ્બર ૧૯૩૬.




# ગુજરાતી અને હિન્દુસ્તાની ગાયનોની

## ૧૦ ઇંચની બે બાજુ વાળી રેકર્ડઝ.

---

**GUJRATI RECORDS.** ગુજરાતી રેકર્ડઝ.

---

**Blue Label Rs. 1-8-0.** બ્લુ લેબલ રૂા. ૧-૮-૦.

---

**Master Jagannath** (Surat) **માસ્તર જગન્નાથ** (સુરત)

D. A. 5116 { લખ્યું છે શાસ્ત્રમાં સાચું, ગઝલ. શ્રી. પુષ્પ કૃત
દોરંગી છે દુનીયા છતાં ,, ,, ,,



**માસ્તર જગન્નાથ.**

**સંગીત કલા પ્રવિણ** પ્રખ્યાત રેડીઓસ્ટાર **મા. જગન્નાથ** સુરતના નામ માત્રથી કયો સંગીતનો રસીયો અજાણછે? **મા. જગન્નાથે** પોતાની લાક્ષણીક સંગીત રજુ કરવાની અનુપમ પધ્ધતીથી માત્ર ગુજરાતીઓમાંજ નહીં પરંતુ હિન્દની બીજી અન્ય ભાષા બોલતી જનતામાં પણ સુંદર સ્થાન જમાવ્યું છે તેજ તેની લોકપ્રિયતાનો મૂર્તિમંત પુરાવોછે. શાસ્ત્રોકત સંગીતાપપાસુઓના હૃદય જીતી લેનાર

**મા. જગન્નાથ** આજે માનવી જીવનને સ્પર્શ કરતી વસ્તુઓને તમારી સમક્ષ ગઝલમાં રજુ કરે છે છતાં મા. **જગન્નાથ**ની તે રજુ કરવાની પદ્ધતિ એટલી સચોટ અને હૃદયહારક છે કે તમોને મા. **જનન્નાથ**ની આ રેકર્ડ ખરીદ્યા વિના ચેન નહીંજ પડે.

એક બાજુઃ—

લખ્યું છે શાસ્ત્રમાં સાચું, નશીબ સૌને નચાવે છે,
કનકની હોય આશા જ્યાં, કથીર ત્યાં હાથ આવે છે.
ભુપાળો ને ભિખારીમાં, અમીરો ને ગરીબીમાં,
સમયનો રંગ પલટાતાં વિધાતા તું બનાવે છે.

**શેર**

અમીરોની અમીરાઇ, અમીરોને મુબારક હો,
તેમજ ગરીબોની ગરીબાઈ, ગરીબોને મુબારક હો,
સંતોષથી ગુજરાન ચાલે, પ્રભુ એટલું આપજે,
છે ઘર અમારૂં ગરીબ, આ દીલ અમીરી આપજે,
સુવાને પુષ્પ શૈયા જ્યાં, બીછાનાં પત્થરોનાં ત્યાં,
દીધેલાં દાન જે હાથે, અરે એ ભિક્ષા મગાવે છે.

બીજી બાજુઃ—

દોરંગી છે દુનીયા છતાં એ રંગની છે શી ખબર?
આંસુ વહે આઘાત કે, આનંદની છે શી ખબર?
આશાભર્યાં બે અંતરો, આંખો પરસ્પરની મળે
એ મીલનમાં મોહાંધતા, કે પ્રેમ એની શી ખબર?
નીજ લોહીનાં પાણી કરી, મા બાપ પાળે દીકરા,
મોટા થઈ સંતોષ કે સંતાપ આપે શી ખબર?
સંસાર બાગે રોજ, માનવ પુષ્પ ઉગે સેંકડો,
ખીલે ખરે જીવે મરે, એમાં ક્યાં એ શી ખબર?



**Srimati Vanlatta Purohit. શ્રીમતી વનલત્તા પુરોહીત**

D. A. 5118 { મોહન તારી બંસરી જાદુભરીરે. ગરબો **અમૃતલાલ**
{ જીવન આછાં ખીલી. „ **ત્રિવેદી કૃત**

**વીર્લેપાર્લેમાં** અનેક ગરબા પાર્ટીઓમાં ગરબા ગવરાવી લોકપ્રિય બનેલા ઉંચ્ચ કુટુંબના સુશિક્ષીત **શ્રીમતી વનલત્તા બ્હેન "મોહન તારી બંસરી જાદુ ભરીરે"** અને **"જીવન આછાં ખીલી"** બંન્ને ગરબાઓ વાદ્યોના સુંદર સહકાર સાથે પોતાના કર્ણપ્રિય અને મધુર અવાજે રજુ કરી જાય છે. **શ્રીમતી વનલત્તા બ્હેન પુરોહીત**ના સંગીતમાં જેટલું માધુર્ય છે તેટલીજ સુંદર રીતે વાદ્યોના અનુપમ સહકાર દ્વારા ગરબાઓ ઝીલવામાં આવ્યા છે. વાજીંત્રોમાં ગરબાઓ ઝીલીને રજુ કરવા એ **"નેશનલ"**ની ફતેહમંદ પહેલ છે તેમ કહ્યા વિના ચાલતું નથી અને તેથી આ ગરબાઓ તમોને વિવિધતા ભર્યા અને આકર્ષક જણાતાંજ ગરબાઓ પોતેજ તમોને ખરીદ કરવાની ફરજ પાડશે.

એક બાજુઃ—

મોહન તારી બંસરી જાદુ ભરીરે
જાદુ ભરે મન ઘેલાં કરેરે—મોહન.

મધુરી ધૂન કાના મોરલી તણીરે
વેણુના નાદ રૂડા ચિત્તડાં હરે—મોહન

ધેનુના ધણ ઘેલાં ટોળે વળેરે
કાલીંદી નીર વ્હાલા શાન્તિ ધરેરે—મોહન.

બીજી બાજુઃ—

જીવન આછાં ખીલી રસઝીલી ડોલાવે ભોળાં ચિત્તડાં
જ્યોત ઝીલી ઝબકી કુસુમ કુંજમારે
પ્રાણ પુરી યોવન ખીલે ફુલડાં—જીવન

હૈયા હિંડોળે પ્રાણ પ્રિતે ઝુલાવી
મીઠાં સુણાવે ગીત પ્રેમના

દિલ ઘેલાં બનાવી નેહ બાણેરે
રસ જીવન ઝીલ્યાં છે ફુલબાગના—જીવન.

## Master Kantilal Trivedi (Cambay)
## મા. કાન્તીલાલ ત્રિવેદી (ખંભાત)

D. A. 5117 { તોફાની આંખની મસ્તી. ગઝલ જમીયત પંડયા કૃત
ગણે પાગલ મને દુનીયા. ,, પુંજાલાલ વ્યાસ કૃત



મા. કાન્તિલાલ ત્રિવેદી

**ખંભાત રાજ્યના** રેવન્યુ ખાતામં સારી પદવી ધરાવનાર ઉંચ્ચ કુટુંબના સુશિક્ષીત યુવાન **મા. કાન્તીલાલ ત્રિવેદી** (ખંભાત). અત્યાર સુધી તમોએ ઘણીયે ગઝલ સાંભળી હશે તેનાથી કાંઇ જુદોજ રંગ જમાવતી મસ્તીભરી ગઝલો રજુ કરી એક સુંદર ગાયક તરીકે તમારી આગળરજુ થાય છે. **મા. કાન્તીલાલ ત્રિવેદીનો** સંગીતપરનો કાબુ જોઇ કોઇપણ માનવી તેમના સંગીતના જ્ઞાન વિષે વખાણ કર્યા વિના નહીંજ રહે, માટે સત્વરે આ રેકર્ડને તમારા આલબમમાં વસાવી તેમના સંગીતનો લાભ ઉઠાવો.

એકબાજુ—

તોફાની આંખોની મીઠી મસ્તી છુપી છુપીને કયાં સુધી છુપશે?
અને આ પડદો શરમનો દીલબર, ટકી ટકીને કયાં સુધી કશે?
વિંધ્યું જીગરને નયનના શરથી, છતાં સતાવોછો કાં શરમથી?



જુદાઇમાં આ જીવન અમારૂં, નભી નભીનેયાં સુધી નભશે?
હૃદયને ખોલી જુઓ કે અંદર, શી શી તમન્ના દીલે ભરી છે,
ભરી ભરીને નયનમાં આંસુ, ડરી ડરીને કયાં સુધી ડરશે?
રંગીલા રંગાયા પ્રેમથી, એ રંગ પાકો ચઢાવી દોને,
તજી દો પરવા નાદાન દુનીયા, દમદમીને કયાં સુધી દમશે?

બીજી બાજુ—

ગણ પાગલ મને દુનીયા, ગણું પાગલ બધાને હું,
નીજાનંદે થયો ઘેલો, ગણાયો આજ પાગલ હું,
અમારી ઘેલછા ઉત્તમ, ડહાપણ આપનું ખોટું.
નીશો પ્રભુ પ્રેમનો કરીને, ગણાયો આજ પાગલ હુ,
પ્રભુના પ્રેમની મસ્તી, પીછાણો શું તમે ડાહ્યા.
ઘવાયો એજ મસ્તીમાં, ગણાયો આજ પાગલ હું,
કહો ડાહ્યા અગર ગાંડો, બન્યો તદરૂપ ભક્તિમાં,
થયો મસ્તાન રસઘેલો, ગણાયો આજ પાગલ હું.

## Docter Nagindas & Party
## ડો. નગીનદાસ અને પાર્ટી.

D. A. 5110 { કાદરમીયાંનો બંદર — કોમીક
ઓફીસનો દસ્તુર શું છે દસ્તુર ? — ,,



ડો. નગીનદાસ

**ડો. નગીનદાસ** અને પાર્ટી **"કાદરમીંયાનો બંદર"** અને **'ઓફીસનો દસ્તુર શું છે દસ્તુર?"** માં એરંડીયું પીધેલું ડાચુંજ રહેતું હોય તેવા માણસોને પણ ખડખડાટ હસાવી મુકે તેવું કોમીક રજુ કરી હાસ્ય રસમાં પોતાનું અનોખું સ્થાન જમાવી જાય છે. **"કાદરમીંયાનો 'બંદર"** તમોને અવશ્ય હસાવ્યા વિના નહીંજ રહે. જ્યારે **"ઓફીસનો દસ્તુર શું**

છે દસ્તુર ?"માં મરાઠી મેનેજરના સ્પષ્ટ ગુજરાતી બોલવાના છબરડા સાંભળતાંજ તમો ખડખડાટ હસી પડશો. ડૉ. નગીનદાસ પાર્ટીની આ કોમીક રેકર્ડ વસાવવી તે એક આનંદના સાધન સમી છે.

એક બાજુઃ—

**કાદરમીંયા**—મોટાશા શેઠ કયા કહું રાસ્તેમેં કલંદર કે પાસ એક બડા બંદર નજર આયા. મયં તો તાજુબ હો ગયા.

**મોટાશા**—અરે કાદરમીંયા ! મેં જેવા બંદર જોયા છે તેવા તમે કદિ નહીં જોયા હોય.

કાદર—અચ્છા તો ભલા બતા દો. વો કોન્સા બંદર હય ?

**મોટાશા**—તમારા દેશમાં એકે બંદર છે ?

કાદર—હય મગર બ્હોત છોટે છોટે. કાલે મુંહકે હય.

**મોટાશા**—તે વેપાર ધંધા વગરના બંદર તો કાલા મોંના હોયને.

કાદર—કયા કહા મોટાશા શેઠ ? તુમારા બંદર વેપાર ધંધા ચલાતા હય ?

**મોટાશા**—તો કયા હજામત કરતા હય ? અરે કાદરમીંયા અમારા બંદર તમે જુવો તો છાતી ફાટી જાય છાતી, એવા લાલ મોઢાવાળા છે.

કાદર—તુમારા બંદર કયા ખાતા હય ? બહોત ખાતા હોગા ?

**મોટાશા**—અમારૂં એક ઓખા બંદરજ દસ લાખ હંડરવેટ ખાંડ ખાય પાંચ કરોડ વાર કાપડ ખાય. દીવાસળી ખાય. વિલાયતી નળીયાં ખાય. લાકડાં ખાય.

કાદર—ઓ હોહોહો. મોટાશાશેઠ યે કયા બક રહે હો ? એક બંદર ખાંડ ખાતા હય. કાપડ ખાતા હય. દીયાસલાઇ ખાતા હય. તો કયા વો ફળ ફુલ નહીં ખાતા ?



**મોટાશા**—ફળ ફુલમાં કસ શું હોય કે ખાય ? એમાં કાંઇ પેટ ભરાય ? કાદરમીંયાં ! અમે કહીએ તોય તમારા માન્યામાં ન આવે.

કાદર—સચ બાત હય. મોટાશાશેઠ અયસે તુમારે દેશમેં કીતને બંદર હય ?

**મોટાશા**—હ્યો આંગળીને વેઢે માંડો ગણવા. ઓખા બંદર સૌથી મોટું. બેડી બંદર તો ઓખા બંદરને ટકકર મારે એવું કારણ કે જામસાહેબ પોતે પણ એ બંદરમાં રસ લીયે છે. એ લોઢું બહુ ખાયછે.

કાદર—જામસાહેબકો પણ ઇતનાબડા બંદરકા શૌકથા ? અયસા ?

**મોટાશા**—ત્યારે ગણો. ઓખાબંદર, બેડીબંદર, ઘોઘાબંદર, દીવબંદર, પોરબંદર.

કાદર—બસ. બસ. બસ.. જબ ઉસકો પાલનેવાલા મદારી બડા માલદાર હોગા ?

**મોટાશા**—મદારી ? મદારી ? એ કાદરમીંયા ! ઇ શું બકો છો ? મદારી કયાંથી આવ્યો ?

કાદર—કયુંજી ? બંદરકો મદારી-કલંદર નહીં રખતે તો કયા હમ તુમ રખતે હય ?

**મોટાશા**—કલંદર એટલે શું મદારી ? તે તમે વાંદરા વિષે પુછતા હતા ?

કાદર—જબ બંદર નહીં તો કીસકે લીયે ?

**મોટાશા**—અરે તમારૂં ભલું થાયરે કાદરમીંયા. ત્યારે તો એમ

ભસી મરવું હતુંને. હું તો બંદર એટલે દરીયા કિનારા ઉપરનું વેપારનું ગામ સમજ્યો.

કાદર—કયા ઉસ્કો તુમ બંદર કહેતે હય ?

મોટાશા—ઇ તમારો બંદર તો ફળ ફુલજ ખાતો હશે. હેં કાદરમીંયા ! ભારે ગોટાળો થયો હો.

કાદર—અરે કયા યાર તુમ બકતે રહેઃ હમ સુનતે રહે.

**ગાયન.**

વાહ મેરે યાર તેને ખુબ કીયા
ખુબ ખબરદાર તેને બંદરકો બંદર બના દીયા—વાહ.
નામ તો બંદર છે બંદરનું નામ નહીં
અંતમેં તો સાચી બાત તુંમકો સુના દીયા
તુમ તો બંદર બોલા હનુમાન જયસા હોવે
તુમ તો મોટાશા શેઠ મોટા હો ગોટાલા કીયા
ભારે થઇ હો.

બીજી બાજુ—

**કાન્તીલાલ**—આ દેશમાં માસીબા ગુજરી ગયાં, અને મારે બારમુ સરાવવા જવું છે. તેમાં પાછી મહોકાણ મંડાઈ કે ઓફીસમાં ગુજરાતીને બદલે દક્ષીણી નવો મેનેજર આવ્યો છે એનો સ્વભાવ છે લવંગીઆ મરચાં જેવો એ પુરી વાત સમજશે કે નહિ. હે ભગવાન હવે તો તારે ભરોસે જાઉં છું રજા માગવા, **મને તારો ભરોસો નથી ભારી.** (દરવાજા ઉપર ટકોરા મારે છે)

મેનેજર—કમ ઇન.

**કાન્તીલાલ**—સાહેબ.



મેનેજર—શું છે ?

**કાન્તીલાલ**—સાહેબ મને પંદ્રા દિવસાચી છુટી જોઈએ.

મેનેજર—તમે ગુજરાતીમાં ભસી મરોનેઃ યા ઉ કરે છે ? તમે ચાર શબ્દ મરાઠીમા બોલે છે તેમાં દસ તો મીસ્ટેક કરે છે. બધાજ વ્યાકરણનો દોષ કરે છે. અને મી તમારી સાથે જેટલા ગુજરાતીમાં વાત કરે છે તેમાં એક પણ ગ્રામેટીકલ મીસ્ટેક આવે છે કા ? મારા કહેવાના મતલબ ઉ છે કે, મી તમારા સાથે જેટલા ગુજરાતીમાં વાત કરે છે તેમાં એક પણ વ્યાકરણના દોષ આવે છે એ મને બતાવો ના. તમને પંદર દહાડા છુટી ઉ કરવા જોઇયે ?

**કાન્તીલાલ**—સાહેબ મારા માશીબા દેશમાં ગુજરી ગયાં છે. તે બારમું સરાવવા જવું છે.

મેનેજર—બારમા સરાવવા સાઠી દેશમાં જવાના ઉ જરૂર છે ? હીકડે મુંબઇમાં વાલકેશ્વરની ગંગામાં ડુબકી માર્યા કે તમારા માશીબા સ્વર્ગની શીડી ચડી જવાના.

**કાન્તીલાલ**—એમ તે કાંઇ થાય ? દેશમાં ગયા વગર ચાલે ?

મનેજર—નહી કેમ ચાલે ? ચાલવાનાજ આપડે જોવા ઝઇએ છે. ના કે ઓફીસના દસ્તુર ઉ છે દસ્તુર ? યા તમારા ગુજરાતી લોકોના ઉ થાય છે. કોઈ વેળાના બાપ મરી જાય છે. કોઇ વેળાના ભાઇ મરી જાય છે. કોઈ વેળાના મૌસી મરી જાય છે. અરે મરી જાવાના ત્યારે બધા જાવાના મી સ્વતાઃ મરી જાવાના છે. કોઇ બેસવાના નથી પણ આપડે ઝોવા જોઇએ છેના કે ઓફીસના દસ્તુંર ઉ છે દસ્તુર ?

**કાન્તીલાલ**—ના...ના...સાહેબ પણ હું કહું છું તે તો......

**મેનેજર**—મીં. કાન્તીલાલ હવે મારા પોતાનાજ દાખલા મી તમને આપે છે. મારી દીકરીના એકજ ધણી હતા તે મરી ગયા હવે દીકરી તો બીચારા રાંડ થયા છે. લગ્નમાં બધા બાયકા લોક જાય છે. સારા કપડા પહેરે છે. બોલે છે. ફરે છે. પણ મારા દીકરી તો બિચારાં રાંડ થયા છે. એને તો કાંઇ પહેરવાના નથી. ફરવાના નથી એ જોઇ મને દુ:ખ થાય છે. તેમ તમારા મૌસીબા મરી ગયા તેના દુ:ખ થવાનાજ Its but natural I am way Sorry આપણે જોવા જોઇયેના કે ઓફીસના દસ્તુર ઉ છે દસ્તુર? હવે યા વેળાના ઓફીસમાં એટલા બધા જાસ્તી કામ નથી. એટલે મી તમને રજા આપે છે. ના નથી પાડતા પણ ભવિષ્યના મી તમને Warning આપી રાખે છે કે કોઇ વેળાના તમારા મા છે ભાઇ છે બાપ છે. તરી મરી જાવાના છે. ત્યારે આઠ દહાડા અગાઉથી મને નોટીશ આપવાના છે કે મારા બાપ ભાઇ મા તરી મરી જાશે. આણી મી દેશમાં જાશે. પછી માં કાંઇજ વાંધા કરવાના નથી.

**કાન્તીલાલ**—(હસતા) સાહેબ તમે શું બોલો છો? માણસ મરી જાય તે પહેલાંથી ખબર કેમ પડે?

**મેનેજર**—ખબર નથી કેમ પડવાના. જરૂર પડવાના કારણ કે આપડે જોવા જોઇયે છેના કે ઓફીસના દસ્તુર ઉ છે દસ્તુર? હવે તમી જાઓ.

**કાન્તીલાલ**—સાહેબ, મી તુમચા ઉપકાર.

**મેનેજર**—યા ઉ કરે છે. મી તમને કેટલીવાર કહેવાના કે તમે ગુજરાતીમાંજ ભસી મરોને.

**કાન્તીલાલ**—થેંકયું સાહેબ. થેંકયુ.

**મેનેજર**—શટ અપ.



## (ગયા મહીનામાં બહાર પડેલી રેકર્ડઝ.)

**PushpaBahen J.Sampat. પુષ્પા બ્હેન જે. સંપટ.**

M. M. { મને સ્વપ્ન આવે રે. કવિ જામન કૃત
7101 { કેવી ખીલી વર્ષાની બ્હાર. ,,

**Mastar Asharafkhan મા. અશરફખાન.**

M. M. { જાુનું કાંઇ ના ગમે. શ્રી પ્રભુદાસ દયારામ કૃત
7102 { ઓ ગીતાના ગાનારા ,, ,, ,,

**Miss Shyamabai મીસ શ્યામાબાઇ.**

M. M. { હૃદય કુંજના ખીલ્યાં પુષ્પો. અમૃતલાલ
7103 { ડંખ હૃદયના ભ્રમર શું જાણે? ત્રિવેદી કૃત

**Srimati Madhurikabahen Mazumdar.**
**શ્રીમતી મધુરિકાબ્હેન મઝુમદાર.**

D. A. { શંકરે ભાંગ પીલાઈ. ભૈરવી. અમૃતલાલ
5101 { જવાદે શ્યામ અમને મોરારિ. પીલુ ત્રિવેદી કૃત

**Master Mohan Unawalla મા. મોહન ઉનાવાળા.**

D. A. { અક્કલ ઉડી જવાની આવે ગરીબી જ્યારે. સ્વકૃત.
5102 { આજે અમારા હિંદમાં સૌ સટ્ટા રમી રહ્યા. ,,

**Master Amirtlal of Navsari. અમૃતલાલ(નવસારી)**

D. A. { તમારા પ્રેમ સાગરમાં. ગઝલ. જીવણલાલ
5103 { વૃજવનીતા બલીહારી. કાફી. બ્રહ્મભટ્ટ કૃત

**Master Chhaganlal and Daulat Party.**
**મા. છગનલાલ અને દોલત પાર્ટી**

D. A. { મુંબઇનો નળ અને પાણી વિનાનો વર. ભા. ૧
5104 { ,, ,, ભા. ૨. હરિભાઇ ઠક્કર કૃત

## HINDUSTANI RECORDS હિંદુસ્તાની રેકર્ડઝ.

### Green Label Rs. 2-0-0 ગ્રીન લેબલ રૂા. ૨-૦-૦

### Srimati Laxmibai of Baroda. શ્રીમતી લક્ષ્મીબાઇ વડોદરા.

| | | |
|---|---|---|
| T. M. 8303 | મીલાદો સખી શ્યામ. | રાગ. નંદ. |
| | આયો વસંત સખી. | ખમાચ. હોરી. |


લક્ષ્મીબાઇ. (વડોદરા)

**સંગીત ચંદ્રિકા શ્રીમતી લક્ષ્મીબાઇ** (વડોદરા) રેકર્ડ જગત અને સંગીત કલાપ્રિય ભારતના ખુણે ખુણામાં પોતાના સંગીત પરના અદ્દભુત કાબુ-થી લોકપ્રિય થઇ ચુકેલ હોઇ તેમની પ્રશંસા પર પુષ્પ વેરવા તે સોના પર ઢોળ ચઢાવવા સમાન છે. **લક્ષ્મીબાઈ નંદ** અને **ખમાચહોરી** જેવા રાગમાં **'મીલાદો સખી શ્યામ'** અને **આયો વસંતસખી"** એવી મધુર હલકે ગાયછેકે **લક્ષ્મીબાઇના** શાસ્ત્રીયગુંજ-નમાં તમો મુગ્ધ બની જશો, અને તેથી અમારે જણાવવું પડેછે કે **લક્ષ્મીબાઇની** આ રેકર્ડ સત્વરે ખરીદી તમારી આલ્બમને દિપાવો કારણકે બહાર પડતાંજ ટુંક સમયમાં વેચાઇ જવા સંપૂર્ણ સંભવ છે.

એકબાજુઃ—

મીલા દો સખી શ્યામ સુંદર મોહે.
રેન દીના મોહે ચેન નહી.

બીજીબાજુઃ—

આયો વસંત સખીરી મીલ ખેલી હોરી
જીન જીન ખેલી હોરી.
શામકે સંગ તિન ભાગ બડે ભયેરી.



### Chocolate Label Rs. 1-12-0 ચાકલેટ લેબલ રૂા. ૧-૧૨-૦

### Khasaheb Amanatalikha. Indore
### ખાંસાહેબ અમાનતઅલીખાં ઇન્દોર

| | |
|---|---|
| M. M. 7106 | ગુરૂ બીન જ્ઞાન ન સુઝે ...ભજન. |
| | નયનમેં બસે મુરારિ. મીશ્ર માઢ **મુન્સી શ્યામ કૃત** |


અમાનતઅલીખાં

**રેડીઓ સ્ટાર ખાંસાહેબ અમા-નતઅલીખાંને** કોણ નથી ઓળખતું કે તેમની ઓળખાણ કરાવાની જરૂર હોય ? ખાંસાહેબ **અમાનત અલી-ખાં** ઇંદોર અને દેવાસ .રાજ્યમાં પોતાની સંગીત કળાથી ઘણાજ લોક-પ્રિય છે. અને તેથી **"ગુરૂ બીન જ્ઞાનન સુઝે"** અને **'નયનોમેં બસે મુરારિ'** આ બન્ને ચીજો ગ્રામોફોનની દુનીયામાં અનોખું સ્થાન અવશ્ય પ્રાપ્ત કર્યા વિના નહીંજ રહે કારણકે તેમની ગાવાની હલક અને કંઠનું માધુર્ય હરકોઇને મુગ્ધ બનાવી દે તેવું છે, અને તેથી સત્વરે આ રેકર્ડ સાંભળવા વસાવવા અને તમોને ભલામણ કરીએ છીએ.

એક બાજુ—

ગુરૂ બીન જ્ઞાન ન સુઝે
યે ગુરૂ કોન બુઝે....ગુરૂ બીન.
જો માને સો માન ગુરૂકો
ક્યોં ઓરનકો પુજે
જબ મેં થા તબ ગુરૂ નહીં,
અબ ગુરૂ હેં હમ નાહીં,

પ્રેમ ગલી અતી સાંકળી,
તા મેં દો ન સમાય—ગુરૂ બીન.

બીજીબાજુ—

નયનોમેં બસે મુરારિ,
મનમોહન ગીરિધારી—નયનોમેં.
મુરલીધર ગોકુળકે રસીયા,
સ્યામ બીહારી તે વારી સખીરી—નયનોમેં.

---

**Blue Label Rs. 1-8-0** બ્લુ લેબલ રૂા. ૧-૮-૦.

---

**Master Bhagwatishanker of Dhrangdra.**

**મા. ભગવતીશંકર ધ્રાંગધ્રા.**

DA 5109 { આયે આયેરે મુરારિ ...પટદિપ
{ કૈસે કટે રજની ...વાગેશ્રી



**ધ્રાંગધ્રા** રાજ્યનો આ નવ યુવાન ગાયક **મા. ભગવતીશંકર ભટ્ટ** રેકર્ડ જગતમાં પટદિપ અને વાગેશ્રી જેવી રાગરાગણીઓ લઇને "**આયે આયેરે મુરારિ**" અને "**કૈસે કટે રજની**" મારફતે પહેલીજ વખત રજુ થાય છે, પરંતુ તેનો સંગીત કળા પરનો અદભુત કાબુ અને તે રજુ કરવાની મનમોહક પધ્ધતિ જોતાં આ રેકર્ડ દ્વારાજ એક ચુનંદા ગાયક તરીકે તે લોકપ્રિયતા મેળવ્યા વિના નહીંજ રહે તેવો અમારો ખુલ્લો અભિપ્રાય છે અને તેથી તેની રેકર્ડ ખરીદ કરવાની અમો ખાસ ભલામણ કરીએ છીએ.

**મા. ભગવતીશંકર ધાંગધ્રા.**



એક બાજુ—આયે આયેરે મોરારિ ખેલન રંગ હોરી,
લેકર અબીલ ગુલાલ કી ઝોરી,
કેસરી રંગ પીચકારી—આયે.

બીજી બાજુ—કૈસે કટે રજની સજની અબ,
પીયા બીન મોસે રહ્યો ન જાય,
ઘડી પળ છીન મોહે કળ ન પરત જીયા,
તુમ બીન મોસે રહ્યો ન જાય—કૈસે.

---

## URDU RECORDS. ઉર્દુ રેકર્ડઝ.

**Green Label Rs. 2-0-0** ગ્રીન લેબલ રૂા .૨-૦-૦

---

**Bai Vatsalabai Kumthekar** બાઈ વત્સલાબાઇ કુમઠેકર

TM 8304 { લેકે ખંજર સરે મકતલ ગઝલ
{ આયા તેરા મસ્તાના ,,



બાઇ વત્સલાબાઇ.

રેડીઓદ્વારા હિન્દભરમાં પ્રસિદ્ધિ પામેલ **બાઇ વત્સલાબાઇ કુમઠેકરના** નામથી કોણ અજાણ હશે? મરાઠીબાઇ હોવા છતાં પંજાબી ઢબપર સારો કાબુ ધરાવનાર જો કોઇબાઇ હોય તો વત્સલાબાઇ એકજ છે, તેમ કહ્યા વિના ચાલતું નથી. તેમના સંગીતનું મનમોહક, ગુંજન દિલચસ્પ અવાજ, હરકોઇને મુગ્ધ બનાવવાને પુરતો છે. સંગીત રજુ કરવાની **વત્સલાબાઇના** જેવી પદ્ધતિ ઘણાજ થોડા ધરાવતા હોય છે અને તેથી તેમની સંગીત રજુ કરવાની અજબ કુશળતા તેમને માટે કુદરતી બક્ષીસ હોય તેમ જણાઇ આવે છે. **વત્સલાબાઈની** રેકર્ડ ખરીદવી, સાંભળવી અને વસાવવી એ તમારી આલ્બમના શણગાર સમી છે.

એકબાજુઃ—લેકે ખંજર સરે મકતલ જો વો કાતીલ આયા,
જાં ફીદા કરને હરેક શોકસે બીસ્મીલ આયા,
ઓર કયા જુર્મ કીયા જીસ્કી સજા દેતે હો,
હાં ખતા યે તો હુઈ તુમપે મેરા દીલ આયા—લેકે.
વસ્લમેં ભી વો છુપાતે રહે મુજેરે નકાબ,
પર્દયે શર્મ કહાં દેખીયે હાઈલ આયા—લેકે.

બીજીબાજુઃ—આયા તેરા મસ્તાના ફીરતા દરે મયખાના
ભર ભરકે પીલા સાકી પયમાનેપે પયમાના—આયા.
હોતે ન તેરે તાલીબ ખોતે ન કભી અવસાં.
કયા તેરે કસુર ઇસ્મેં અયે જલવએ જાના ના—આયા.
સાગર કો પટક મારા મયને દમે મૈનોશી,
યાદ આઇ ખલીલ ઉસ્કી જબ નરગીસે મસ્તાના-આયા

---

**Blue Label Rs. 1-8-0** બ્લુ લેબલ રૂા. ૧-૮-૦

---

**Master M. Amin.** **મા. એમ. અમીન.**

D. A. 5111 { આંખ લડના હી ના. સીંધ ભૈરવી
 { ન જાને કીતને માયને એજ હે. સીંધુડો

**પ્રખ્યાત ફીલ્મ સ્ટાર મા. એમ અમીન** સુશિક્ષીત પંજાબી યુવક છે. તેઓ સીંધ ભૈરવી અને સીંધુડા રાગમાં **"આંખ લડના હી ના"** અને **"ન જાને કીતને માયને એજ હે."** લઇને રેકર્ડ જગતમાં પહેલ વહેલા રજુ થાય છે પરતું મધુર અવાજ અને સંગીત પરનો કાબુ સુંદર હોવાથી આ રેકર્ડજ તેમને કીર્તિની માળ પહેરાવે તો નવાઇ જેવું નથી. માટે સત્વરે સાંભળો અને સંઘરો નહીંતર મેળવવી મુશ્કેલ થશે.



**મા. એમ. અમીન.**



એકબાજુઃ—

શેર

અજબ તરેહકે તેરે તીર આ ચુબ્હે દીલમે,
જીગરકા ખુન કીયા આપ રેહ ગયે દીલમે,
કહાં ઉમ્મીદ હે જીનેકી અબ અમીન ઇન્સે,
હમારે દીલકે સબ અરમાન રેહ ગયે દીલમે,
આંખ લડના હી ના ઉસ બુતસે સજાવાર હુવા,
ઇક નજર પડતે હી રૂસ્વા સરે બજાર હુવા.
મરતે મરતે મુજે ફીર જીસ્તકી ઉમ્મીદ હુઈ,
આખરી વકત મેં જબ આપકા દિદાર હુવા,
કામ મહરમકા મસીહા થા તેરા જખ્મો પર,
આજ કયું તું ભી નમકપાશી કો તૈયાર હુવા,
ઐસે ફંદોસે નીકલના નહીં આસાન અમીન,
પેચે કાકુલ મેં કભી દીલ જો ગીરફ્તાર હુવા.

બીજીબાજુઃ—

ન જાને કીતની માઅને એજહૈ ખામોશીયાં મેરી,
સુની દુનીયાને સો સો રંગસે ઇકિ દાસ્તાં મેરી,
ન ગભરા અય દીલે વ્હેશી ન ગભરા દેર હી કયા હે,
વો અબ્ર ઉઠા વો રૂત બદલી વો તુટી બેડીયાં મેરી,
ફરીસ્તે કયું લીએ રહેમતે બેજાસે કયા હાંસીલ,
મેરે કાતીલ કે દામન પર લીખી હે દાસ્તાં મેરી.

## Master Gangaram Gaikwad (Quawal)

### મા. ગંગારામ ગાયકવાડ (કવાલ)

DA 5113 { સુલતાને અરબ સરતાજે રૂસુલ — ગઝલ
કછુ જગમગ જગમગ હોવત હે — ,,


મા. ગંગારામ ગાયકવાડ.

**મા. ગંગારામ ગાયકવાડ** ગઝલ કવાલીઓ ગાવામાં પોતે જાતે હિન્દુ હોવા છતાં મુસલમાનોમાં તેનો ઉર્દુ શબ્દો રજુ કરવા પર સારો કાબુ હોવાથી ઘણાજ લોકપ્રિય થઇ ચુકેલછે. આ મશહુર કવાલ આજે તદ્દન નવીન ઢબે ગઝલો રજુ કરી તમારી સમક્ષ હાજર થાય છે. **મા. ગંગારામની** ગઝલો સાંભળવી એ પણ જીવનનો આનંદ છે માટે સત્વરે મા. **ગંગારામને** રેકર્ડપર સાંભળો.

એકબાજુ:—

સુલતાને અરબ સરતાજે રૂસુલ,
યસ રબકા બાંકા સાંવરીયા,
કીસ શાનસે આયા દુનીયામેં
અલગાઝકી ઓઢે ચાદરીયાં,
વો મીમકા ઘુંગટ મુખડે પર,
યાંસીકા અમામા સીસ ઉપર,
રહેમતકી કમલીયા કાંધેપર,
કલમેકી બજાવત બાંસરીયા,
બુ બકરો ઉમર ઉસ્મા હૈદર,
થે સંગ જુલુમે બાંધે કમર,
તોહીદકા નગ઼મા થા લબપર,



મનરાણીકી ધુનમેં બાવરીયા,
ઐ શાહે અરબ મકકી મદની,
હમ બેકસ હય ઓર તું હય ગની,
કુરબાન તેરે કૌસરકે ધની
ભર દીજો હમારી ગાગરીયા,

બીજીબાજુ:—

કછુ જગમગ જગમગ હોવત હે,
પીયા તાને ચદરીયા સોવત હે—કછુ જગમગ.

શેર

કહા શબને કે પયદા મુજમે મેહબુબે ખુદા હોંગે,
કહા દીનને કે દીવાની હુઇ હય તુજમે કયા હોંગે,
કહા શબને મય યું કહેતી હું મેરી શાન આલી હે
કહા દીનને ગ઼લત કહેતી હય તેરી શક઼લ કાલી હય,
કહા શબને મેંરે શયદા તેરી સુરતસે ડરતે હયં,
કહા દીનને કે અકસર ચોર ચોરી તુજમે કરતે હયં,
તો ઇન દોનોકો ગયેબસે આઇ હય એ નીદા,
મહોમદ જબ હુવે પયદા તો વ઼ક઼્તે સુબ્હ સાદીકથા–કછુ જગ
ફલક બોલાકે મુજમે રંગે નયરંગે જમાના હય,
જ઼મી બોલી કે મુજમે લાલો ગોહરકા ખ઼જ઼ાના હય,
ફલક બોલા ખુદાયે પાકકા એ એક જીના હય,
જ઼મી બોલી કે મુજમેં રૌનકે મકકા મદીના હય,
ફલક બોલા કે મુજમેં ચાંદ સુરજ ઓર સીતારે હયં,
જ઼મી બોલી કે મુજમેં દફ઼્ન લાખો માહ પારે હયં—
કછુ જગમગ.

(ગયા મહીનામાં બહાર પડી ગયેલી રેકર્ડઝ.)

**Firoze Dastur.** ફીરોજ દસ્તુર.

| | | |
|---|---|---|
| T. M. 8301 | બીરજમેં ધુમ મચાઇ કાના. | ભીમપલાસી |
| | તું કોન રીઝાવત જાયરે. | જોનપુરી |

**Mastr Ahmed Dilawar.** મા. એહમદ દિલાવર.

| | | |
|---|---|---|
| T. M. 8302 | વો કનૈયા ગાયજા બાંસરી બજાયજા. | ગઝલ |
| | દિલ લગાયાથા દિલ્લગીકે લીયે. | ,, |

**Master Nissar.** મા. નીસાર.

| | | |
|---|---|---|
| M. M. 7104 | ટકરાકે જીગરકો. | ગઝલ |
| | હે અજબ તરહકી વેહસત. | ,, |

**Master Bashir Shad.** મા. બશીર શાડ.

| | | |
|---|---|---|
| MM 7105 | નાહીં પરત ચેન સજન બીન | પીલુ |
| | એ ન થી હમારે કીસ્મત કે | ગઝલ |

**Miss Mamibai.** મીસ મમીબાઈ.

| | | |
|---|---|---|
| DA 5105 | છુને ન દઉંગી | આશા |
| | અલ્લાહુ અલ્લા હુ | ભૈરવી |

**Shaikhlal Quawal. (Nagpur)**

શેખલાલ કવાલ (નાગપુર)

| | | |
|---|---|---|
| DA 5106 | બેકાર નહીં હય કોઇ ઘડી | ગઝલ |
| | કાલુ બલાકી શરાબ | ,, |



**Pandit Shivdagal (Kathawachak)**

| | | |
|---|---|---|
| DA 5107 | દેખો પ્રભુકે ન્યારે ખેલ | ભાગ ૧ |
| | ,, ,, ,, | ભાગ ૨ |

---

**INSTRUMENTAL RECORD.** વાજીંત્રની રેકર્ડ.

**Blue Label Rs. 1-8-0.** બ્લુ લેબલ રૂ. ૧-૮-૦.

---

**The Young India Music Party.**

યંગ ઇન્ડીયા મ્યુઝીક પાર્ટી.

| | | |
|---|---|---|
| DA 5120 | ઓરકેસ્ટ્રા. | દુર્ગા. |
| | ,, | મીશ્ર ખમાચ. |

**નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુફેકચરીંગ કુંપની** માત્ર પોતે ઉતમ પ્રકારના ગવૈયાજ ધરાવે છે, તેનાથીજ મગરૂર નથી પરંતુ **નેશનલ ગ્રામોફોન કંપની**ના વાદ્યકારો પણ પોતપોતાના વાદ્યોમાં કેટલા કાબેલ છે, તે તમોને **"યંગ ઇન્ડીયા પાર્ટી"**એ દુર્ગા અને મીશ્ર ખમાચ દ્વારા રજુ કરેલા ઓરકેસ્ટ્રાથી પુરતી પ્રતિતિ આપ્યા વિના નહીંજ રહે. આ ઓરકેસ્ટ્રા વાજીંત્રની રેકર્ડઝમાં એક રેકર્ડ સમું હોઇ તેને ખરીદવા અમોને હરકોઇને ભલામણ કરતાં લેશમાત્ર ખંચાતા નથી.

(ગયા મહિનામાં બહાર પડેલી વાજંત્રની રેકર્ડઝ.)

**B. M. Devalanker** બી. એમ. દેવલંકર.

| | | |
|---|---|---|
| DA 5108 | સરણાઇ મીશ્ર કાફી | (ઉગીચ કા કાન્તા) |
| | ,, પટ્ દિપક | (પીયા નાહીં આવે) |

કોઠારી પ્રીન્ટીંગ પ્રેસ, કોટ, મુંબઇ.